# ભૂલભૂલામણિ

## (૧)

ચુંચુંભાઇ ફરવાના બહુ શોખીન. દરમાં રહે-
વાને ભારે કંટાળો. બસ ફરવું ફરવું ને ફરવું
એજ એમને તો ગમે.

ચુંચુંભાઇની મા તેમને બહુયે કહે કે ચુંચું,
તું બહુ ના ફર. કોઇ દહાડો ફસાઇ જઇશ.

પણ ચુંચુંભાઈ તો માનેજ શાના ?

તે તો ન બ્હીયે બીલ્લીથી કે ન બ્હીએ
કુત્તાથી. ભાઇને પુંછડી એવી તો લાંબી કે જાણે
મોટું દોરડું જ જોઇ લો ને ! ભાઈ તો કહે કેઃ
એંહ ! બીલ્લીબાઇ તે મને શું કરવાના હતા !

પુંછડીનો એક સપાટો લગાવું કે જાય ગબડ્યા ઠેઠ રસ્તામાં !

ચુંચુંભાઈ ને એની મા જંગલમાં રહે. ખાય, પીએ ને મઝા કરે.

જંગલમાં એક મોટો મહેલ. એવો મોટો કે જોઇને તમે પણ કહો કે અધધધધધ ! કંઈ ઓરડા તો ઓરડા ને બારી ને બારણાં તો ગણ્યા ગણાય નહિ. એક વાર પેંઠા તો બહાર નીકળવુંજ ભારે તો.

ચુંચુંભાઇની માએ એમને કહેલું કે એ મહેલમાં તો કદિ જતોજ નહિ. જશે તો જીવતો બહારજ નહિ નીકળે ને !

પણ એ ભાઈ તો બડા ચાલાક ! માનું કહેવું માને તો પછી તેમની ચાલાકી ક્યાં ? એટલે એક દહાડો મા ઉંઘતી હતી તે લાગ જોઇને ભાઇ ફરવા નીકળ્યા.

ફરતા ફરતા આવ્યા પેલા મહેલ આગળ. જુએ તો બારણાં ઉઘાડાં પડ્યાં છે. બધું વેરાન

છે. કોઈ દેખાતું નથી.

મનમાં થયું લાવને અંદર જઇ કંઈ ખાવા મળે તો ખાઇએ.

અંદર પેઠા. એક બારણેથી બીજામાં ને બીજેથી ત્રીજામાં. ત્રીજેથી ચોથામાં. એમ કરતાં કરતાં બધા આખા મહેલમાં ફરી વળ્યા. પણ ખાવાનું તો શાનું મળે ?

જોયું કે કંઇ ખાવા તો મળતું નથી એટલે ચુંચુંભાઇએ બહાર નીકળવાનો મનસૂબો કર્યો.



પણ કેમે કર્યું બહારજ ન નીકળાય. જ્યાંથી જાય ત્યાંથી રસ્તોજ બંધ ! ચુંચુંભાઇ તો ગભરાઇને રડવા જેવા થઇ ગયા.

ફરતા ફરતા પાછા આવ્યા વચલે દિવાનખાને. ત્યાં આવીને પોતાની પુંછડીબાઇને પુછે: અરે પુંછડીબાઈ, પુંછડીબાઇ, તમે કંઇ રસ્તો બતાવોને !

આ ફસાઇ પડેલા ભાઇસાહેબને બહાર નીકળવાનો રસ્તો તમે બતાવશો ? છબીમાં લીટી દોરીને બતાવો.

(૨)

ભાઇ મહેલમાંથી તો જેમ તેમ છૂટ્યા. પણ તેથી કંઇ તેમણે ફરવાનું ઓછું કર્યું નહિ. તે તો રોજ ફર્યાંજ કરે.

એ જંગલ બહુ ગાઢું હતું તેમાં ઠેર ઠેર ઝાડ બહુ ઉગેલા. રસ્તા પણ બહુ. પણ કેટલાક ઝાડીથી બંધજ થઇ ગયેલા.

ચુંચુંભાઇ ને તેના દોસ્તદારો આમાં સંતાકુકડીની રમત રમે ત્યારે તેમને બહુજ ગમ્મત પડે.

એક દહાડો એવું બન્યું કે એક મોટા બિ-
લાડાભાઈ જંગલમાં પેઠા. એ બિલાડાભાઈ મહા
ચકોર. ઉંદરોને પકડવામાં ભારે બહાદુર. ચુંચું-
ભાઈ અને તેની માને થયું કે હવે તો આ જંગ-
લમાં આપણાથી રહેવાવું મુશ્કેલ છે. કરવું શું ?
આખરે ચુંચુંભાઇ કહે: મા, મા આપણે જંગલની
બહાર જતા રહીએ તો ?

હા, પણ જતાં જતાંજ પકડાઇ જઇએ ને !–
માએ કહ્યું.

અરે ! પણ મેં એક ફક્કડ રસ્તો જોયો છે.



એ રાકખસ ગમે એટલું શોધે તો યે અને એ

રસ્તો જડેજ નહિ ને! આપણે એ રસ્તે પાંચ મિ-
નિટમાં બહાર નીકળી જઇશું. ને એ તો અંદર
અથડાયા ને કૂટાયા જ કરશે, જોજોને!

હેં ખરેખર, એવો રસ્તો તને આવડે છે?

હા, હા ચાલો તો સહી.

માદીકરો બંને નીકળ્યા બહાર ને પેંઠા ઝાડીમાં.
પાછળ પેલો બિલાડો દોડયોજ છેને!

પણ બિલાડાભાઇને કેમે કર્યો રસ્તોજ ના જડે.
અંદર ભમે પણ જ્યાં જાય ત્યાંથી ઝાડીજ બંધ.

પેલી બાજુ તો ચુંચુંભાઇ ને તેની મા જં-
ગલમાંથી બહાર પણ નીકળ્યા.

હવે છબીમાં જુઓ. ચુંચુંભાઇ બહાર દોડી
જતા દેખાય છે. બિલાડાભાઇ અકળાઇને છેવટ
બહાર આવીને ઉભા છે અને કયે રસ્તે જવું તે
વિચારે છે.

પેલા ભાઇ કયે રસ્તે નાઠા તે તમે શોધી કાઢશો?

(૩)

ગભુ ને નભુ બે ભાઇ હતા. બેને બને બહુ. એકમેક પર બહુજ હેત. સાથે ખાય. સાથે પીયે. સાથે રમે. કોઇ દહાડો ટંટો તો હોયજ નહિ ને!

ને બંને રહેતા ક્યાં, તે ખબર છે? મોટું મોટું એક ઝાડ હતું. જાડું જાડું તેનું થડ હતું. થડને છેડે જમીન પર એક મોટી બખોલ હતી. બખોલ ખાસ્સી ઉંડી ને પહોળી હતી. તેમાં બંને રહેતા હતા! નભુ ને ગભુ બે સસલા હતા.

એક દહાડો બીજે જંગલથી તેમના કાકા તેમને ત્યાં આવ્યા. કાકાજી બહુ ભલા હતા. ભત્રીજા માટે સારૂં સારૂં ખાવાનું લાવ્યા. રમવાના રમકડાં લાવ્યા. પહેરવા જેવા લુગડાં લાવ્યા. કાકાજી બહુ મજાના તો!

પછી તો કાકાજી ત્યાંજ રહ્યા.

કાકાજી ગભુ ને નભુની સાથે રમે પણ બહુજ. એક દહાડો કાકાજી કહે: અલ્યાં પોરીયાઓ, ચાલો આજે તમને નવીજ રમત રમાડું. રમતમાં જે

જીતશે તેને નવુંજ ઝભલું મળશે. રમત બહુ મ-
જાની છે.

પછી તો કાકાજી ગબુ નભુને બખોલથી થોડે દૂર લઈ ગયા. ત્યાં બે જણને બે નાકે એકમેકથી દૂર ઉભા રાખ્યા. બેની વચ્ચેથી ઝાડમાંની બખોલ સુધી એક સીધી લીટી દોરી. તે પછી બે બાજુએ બે જુદી જુદી જાતના આડા અવળા લીટા દોરી પગથી જેવું બનાવ્યું. જુદા જુદા રસ્તા.



પછી કાકાજી કહે: ચાલો રે ભુલકાંઓ, દોડો રે

બે જણાએ, ઘેર જવાનું છે. લીટીઓ વચ્ચેની પગથીમાંથી દોડવાનું. લીટી કોઇ તોડે નહિ. લીટી કોઈ ભુંસે નહિ. લીટી કોઇ કૂદે નહિ. એમ કરીને જવાનું. જે વહેલો જાય તેને ઇનામ.

હવે છબી જુઓ. ગબુ નભુ બે ઉભા છે. રસ્તા બે દેખાય છે. કોણ વહેલું પહોંચશે તે તમે શોધી કાઢો. જે ટુંકે રસ્તે જશે તે સૌથી વહેલું પહોંચશે, ખરૂં ને ?

ચાલો ત્યારે, શોધી કાઢો.

( ૪ )

તે દહાડે શરત પુરી થઇ. પછી કાકાજીએ બીજે દહાડે બીજી શરત ગબુનભુને રમાડી.

ચિત્રમાં જુઓ. ગબુ નભુના કાકાજી સામે નાકે ઉભા છે. વચ્ચે લીટીઓથી ગુંચવણીયા રસ્તા કર્યા છે. રસ્તા ઠેઠ ઠેર બંધ છે. કોઇ કોઇ ખુલ્લા છે. ખુલ્લે રસ્તે થઇ ગબુ નભુને કાકાજી પાસે જવાનું છે, બિચારા ગબુ નભુ બહુ ભટકી આવ્યા. પણ તેમને કંઇ રસ્તો જડતો નથી. જ્યાં જાય



ત્યાંથી રસ્તો બંધ દેખાય છે અને પાછા ફરવું પડે છે. પાછા નાકે આવીને ઉભા છે. મનમાં મુંઝાય છે. રસ્તો બિલ્કુલ જડતો નથી. કાકા પાસે જવાતું નથી. તે વિના ઇનામ કોણ આપે ?

આ વખતે તો કાકાએ કહ્યું છે કે તમને રસ્તો જડવાનોજ નથી ને !

તમે જરા એટલી દયા કરશો ? આ ગબુ નભુને તેમનો રસ્તો બતાવી આપશો ? એટલું કરો ગબુનભુ પર મોટી મહેરબાની. જુઓને, બિચારા કેવા મુંઝાય છે !

(૫)

કાન્તિ ને શાન્તિ બે ભાઇ હતા. તેમને કબુ-તરોનો બહુ શોખ. કાન્તિ પાસે ત્રણ કબુતર હતા ને શાન્તિ પાસે બે.

આ પાંચ કબુતરો માટે એક કબુતરખાનું બ-નાવેલું. તેમાં પાંચેના પાંચ ઘર. દરેક કબુતર પોતપોતાના ઘરમાંજ રહે. ઉપલાં ત્રણ ઘર કાન્તિનાં, નીચલાં બે ઘર શાન્તિના.

એક દહાડો બંનેએ કબુતરોની શરત કરવાનું નક્કી કર્યું. પાંચે કબુતરને એકી વખતે માળામાંથી



છોડ્યા. પાંચે એક સરખા ઉડવા લાગ્યાં. પાછળ પાછળ કાન્તિ ને શાન્તિ પણ ગયા. થોડે ગયા ને જોયું તો એક કબુતર સૌથી આગળ. કાન્તિ કહે એ મારૂં છે. શાન્તિ કહેઃ ના, ના એ તો મારા-વાળું. એમ બંને વચ્ચે તકરાર જાગી.

ખરી વાત શું છે તે તો તમે શોધો ત્યારે બને. ચિત્રમાં જુઓ. દરેક કબુતરથી માંડીને તેના માળા સુધી લીટી દોરેલી છે. પણ બધાની લીટીઓ સેળભેળ થઈ ગઈ છે. જીતનારા કબુતરની લીટાએ લીટીએ જાવ. ને એ કાન્તિનું છે કે શાન્તિનું તે શોધી કાઢો, જોઈએ વારૂ.



( ૬ )

આ એક શહેરનો નકશો છે. એ શહેર દરિયા કિનારે આવેલું છે. તેને બીજે નાકે એક નદી છે. નદીને પેલે પાર એક જોવા લાયક મોટી ગુફા છે.

. એક દહાડો દૂર દેશથી ઘણા મુસાફરો આગબોટમાં બેસી આ શહેરને બંદરે ઉતર્યા. તેઓ પેલી ગુફા જોવા જવાના હતા. સ્ટીમરમાંથી ઉતરી તેઓ પેલી નદી તરફ જવાને ચાલતા નીકળ્યા. તેઓ જાણે કે રસ્તા સહેલા હશે ને સહેલાઇથી નદી કિનારે જવાશે ને ત્યાંથી હોડકું કરી ગુફા



જોવા જઇશું.

પણ શહેર તો ભારે ગુંચવણીયું. એના રસ્તા તો એવા આડાતેડા કે ભૂલાજ પડાય. ઘરની હારો પણ વાંકીચુકી. માત્ર એકજ મોટો રસ્તો પણ તેમાં આડફાંટા બહુ. એવા કે તેમાં જઇએ તો સામા અકળાવાનુંજ થાય. મુસાફરોનો બાપડાનો દમજ નીકળી ગયો. આખરે એક ભલો માણસ તેમને મળી ગયો. તેણે તેમને રસ્તો બતાવ્યો, ત્યારે તેઓ નદીએ પહોંચ્યા. ત્યાં હોડી ઉભેલી હતી તેમાં બેસી તેઓ ગુફા જોવા ગયા.

છબીમાં જુઓ. એકડેએક કાઢેલો છે ત્યાં આગળજ આગબોટ ઉભેલી છે. એ આગબોટ પર પાટીઉં મૂકી શહેરમાં જવા રસ્તો કર્યો છે. બગડે બે કાઢયો છે ત્યાં નદી છે ને તેમાં હોડી ઉભી છે. સ્ટીમરથી આ હોડી સુધી જવાનો રસ્તો તમે ભલા થઇને શોધી કાઢો. કોઇક દિ તમારે ગુફા જોવા જવું હશે તો કામ લાગશે. તે વેળા આ નકશો સાથે લઇ જજો, એટલે કામ ફત્તેહ !



( ૭ )

આ છબી જુઓ. મથાળે એક રમુજી જીવડું દોડતું જણાય છે. નીચે બીજું રમુજી જીવડું છે, તે પેલાની પાછળ પડયું છે. પણ વચ્ચે રસ્તા ભારે ગુંચવણીયા છે. કયે રસ્તે જાય તો નીચેનું જીવડું મથાળાના જીવડાને પકડી પાડે તે શોધી આપો.

સમાપ્ત



બીરબલનો બન્ધુ

પુષ્પ) નું (ત્રીજું

એક ચિત્ર

અકબર ને બીરબલની આવે છે તેવી **ઘણીજ રસભરી,** તદ્દન નવી અને વિવિધ વિષયની, **ચાલાકી અને** હાજરજવાબીપણાની વાર્તાઓ. **દરેક પત્રકારે આ વાર્તાઓનાં** વખાણ કર્યાં **છે કિંમત માત્ર આઠ આના.**

# બાલોધાનમાલાના કાયમી

# ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માળાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂા. ૪ અમારે ત્યાં અનામત મૂકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મૂકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘરબેઠાં ચોપડી મળશે. આ રીતે મૂકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણાં મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂા. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંના પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ મનીઓર્ડર કરો.